

एकाध्यायी श्रीमद्भगवद्गीता

( પદબંધ વિશ્વરુપ યોગ )

સાથે

# વિઠ્ઠલ વિરહ

સંગ્રાહક

જોષી સાંકળેશ્વર દામોદરદાસ શર્મા

હળદરવાસ [ મહેમદાવાદ થઈને ]

પ્રકાશક –

મણિલાલ ઝવેરભાઈ જોષી [પીઝવાળા]

મહેમદાવાદ

मृत्योर्विभेषि किं मूढ, भीत मुञ्चति किं यमः
अजातं नेव गृह्णाति, कुरु यत्न म जन्मनि ॥

સંવત ૧૯૮૧ અમૂલ્ય પ્રત ૧૨૫૦



एकाध्यायी श्रीमद्भगवद्गीता

( પદબંધ વિશ્વરુપ યોગ )

સાથે

# વિઠ્ઠલ વિરહ

પ્રયોજક

**જોષી સાકળેશ્વર દામોદરદાસ શર્મા**

હળદરવાસ [ મહેમદાવાદ થઈને ]

પ્રકાશક –

**મણિલાલ ઝવેરભાઈ જોષી** [ પીઝવાળા ]

મહેમદાવાદ

मृत्योर्बिभेषि किं मूढ, भीतं मुञ्चति किं यमः
अजातं नैव गृह्णाति, कुरु यत्नम जन्मनि ॥

સંવત ૧૯૮૧ અમૂલ્ય પ્રત ૧૨૫૦

वाणी रसवती यस्य, भार्या पुत्रवती सती,
लक्ष्मी दानवती यस्य, सफलं तस्य जीवितम.

सुभाषित

ધી વાળાની અટકથી, એટલે જોઇએ તેવો મનપસન્દ માલ અને વાજબી ભાવની નીતિથી પ્રતિષ્ઠા પામેલા મહેમદાવાદના વીસા ખડાયતા સ્વ વિઠ્ઠલદાસ જીવાભાઇનો વૈકુંઠવાસ ૧૯૭૯ ના ચૈત્ર સુદ ૮ ને રવિવારે થયો હતો તેમના જીવનનું દિગ્દર્શન નીચે પ્રમાણે —

મર્હુમના દાદાનુ નામ લાલદાસ લાલદાસ જીવણદાસ "સાઢ" ની અટકથી ઓળખાતા. લાલદાસના પુત્ર જીભાઇ અને જીભાઇના પુત્ર વિઠ્ઠલદાસ તેમનો જન્મ સંવત્ ૧૯૧૫ની સાલમાં મહેમદાવાદ તાલુકાના ગામ દેવકીવણસોલામા થયો હતો. પાચ વર્ષની વયે તેમના પિતા વૈકુંઠવાસી થયા હતા, એટલે પિતાની મીઠી છાયમા તેઓ ઉછરી શક્યા ન હતા પિતાના અવસાન પછી તેમના વડીલ બન્ધુ કાળીદાસની દેખરેખ હેઠળ કેળવણી લેવામા આવી હતી ગામ વણસોલામા પ્રાથમિક શિક્ષણ પૂરૂ કર્યા પછી અમદાવાદની ટ્રેનિંગ સ્કુલમા તેઓ પરીક્ષા આપવા ગએલા, પણ તેમાં ઉમ્મરનો બાધ નડયો ત્યાર પછી તેમના વડીલો તરફથી સરકારી નોકરી સ્વીકારવાનુ સૂચન થએલુ, પણ તેમના માતુશ્રીને તે વાત રૂચેલી નહિ માતુશ્રીની મરજી પ્રમાણે સ્વ. વિઠ્ઠલદાસને પણ સરકારી નોકરી નહિ રૂચેલી, એટલે પરિ જયકીશનદાસ સુખલાલની પેઢીમા મુનિમ તરીકેની તેઓએ જગા સ્વીકારી હાલના મુનિમોની વાત જુના જમાનાથી જૂદી જ હોય છે. તે અરસામા તેઓ પોતે મુનિમ તરીકેની નોકરીમા પ્રસગોપાત ભેસ દહોવાનુ રસોઇ કરવાનુ, વગેરે કામો પણ ઉલટભેર કરતા અને એ રીતે ભિન્ન ભિન્ન અનુભવો મેળવવામા હાલની પ્રજા પેઠે શરમાતા નહિ, પણ ગૌરવ ધરાવતા. ત્યાર પછી સવત્ ૧૯૩૫ ની સાલમા તેઓએ સ્વતત્ર ધંધો શરૂ કર્યો એ ધધામા તેમણે શુદ્ધ વહેપારનીતિ વડે ઘરાકોના મન એટલા જીતી લીધા હતા, કે ૧૯૫૫ના દુકાળ વેળાએ વહેપારવાળુ ગામ છોડી તેઓ મહેમદાવાદ ગએલા, ત્યારે તે ગામની પ્રજાની આખો આસુભીની થઈ હતી મર્હુમે ૧૯૬૩ની સાલથી વ્રત લીધેલુ કે દર પૂનમે ઠાકોરજીના દર્શનાર્થે ડાકોર જવું અને દર્શન કર્યા પછી જ અન્નજળ લેવુ, તથા દર એકાદશીને દિવસે ઉપવાસ

કરી, મન્દિરમા હરિકીતન કરવુ ને રાતે જાગ્રણ કરવુ પૂણિમા અને એકાદસીને દિવસે ધધો બન્ધ રાખવો એ પ્રતિજ્ઞા બરાબર બાર વર્ષ સુધી અખડ રીતે પળાઇ ત્યાર પછી ૧૯૪૨ ની સાલમા વણસોલા મુકામે શ્રી રામાનન્દસ્વામી પધારેલા તે વેળાએ તેમના બ્રહ્મોપદેશથી તત્વબોધ પામી તેઓએ કેટલાક બાહ્ય શિષ્ટાચારેનો મોહ છોડી સૂક્ષ્મ દ્દષ્ટિએ તત્વજ્ઞાન ને આત્મોત્કર્ષના સયમનિયમનુ પાલન કરવા માડ્યુ હતુ

પોતાના બાર વર્ષના વ્રતાદ્દિનુ અને સ્વામીશ્રીના તત્વજ્ઞાનને લગતુ એક પુસ્તક તેઓએ લખી રાખેલુ હોઇ હાલ તે અપ્રસિદ્ધ છે સ ૧૯૫૫ ના શ્રાવણ માસમા મર્હુમે મહેમદાવાદમા નડીઆદી દરવાજે ઘીની દુકાન કરી અને તેની શાખા વડોદરામા સ ૧૯૬૬ મા સ્થાપી ત્યા સારા ઘી માટે પ્રજાનો પોકાર હતો તે અગવડ દૂર કરી સારા ઘીનો તેમણે પ્રચાર કરાવ્યો અને હાલ પણ ચાપાનેરી દરવાજે દુકાન કાયમ છે તે તેમના ભત્રિજા મનસુખ ભોગીલાલ ( કે જેમને નાનપણથી પોતાને ઘેર મોટા કરેલા તે ) ની પાસે તેના નામથી વહીવટ કરાવી ચલાવરાવે છે

ઘી માટે મહેમદાવાદમા " છાશીઆ ' અગર " પદર પચીસીઆ " ( પચીસ શેર ઘી અને પદર શેર તેલ ) ની છાપ પડેલી તે તેમણે પેદાશની મમતા મુકી, તનતોડ મહેનત કરી જડથી કાઢી નાખી સારા ઘીના પ્રચારને પમાડી " સુરત ' ના ગાડવાની પેઠે નબરો ઝોડવ્યા છે અને હરિફ વહેપારીઓને હફાવી તેઓએ ઘીવાળાના નામની જે સ્તુત્ય પ્રતિષ્ટા મેળવી છે, તે ઇલાકાના ઘણા ખરા ભાગમા જાણીતી છે

જામેલી પ્રતિષ્ઠાને પરિણામે કમાણીમા વધારો થતો ગયો તેમ તેમ ન્હાની મ્હોટી સખાવતો પણ કરવામા તેઓએ ઘટતો ફાળો આપ્યો હતો દાખલા તરીકે સવત ૧૯૫૬ ના દુષ્કાળમા તેમના દેવકી વણસોળા ગામને રૂ ૫૦૦૦) ના દાણા વ્હેચ્યા હતા અને તેમના ખેડૂત વર્ગને લગભગ તેટલી જ રકમ ગુપ્ત દાન તરીકે વ્હેચી હતી ઉપરાત અનાથાશ્રમોમા, ગુરૂકુળોમા, લાયબ્રેરીઓમા, સ્કૂલોમા, બોર્ડિંગોમા વગેરેમા કોઇને કોઇ ભેટ તેમના તરફથી કરવામા આવતી

એઓશ્રીના ભાઇ કાળીદાસભાઇને ચાર પુત્રીઓનો વસ્તાર હતો. તેમને દીકરાનુ ફરજદ ન હોતુ તેઓ જ્યારે સ ૧૯૫૭ મા ગુજર્યા ત્યારે તેમની દીકરીઓએ અને જમાઇઓએ તેમની મિલકત લેવા કબજો કર્યાની ખબર

પડી ત્યારે એઓશ્રીએ હસીને કહેવરાવ્યુ, કે મે અને મ્હારા ભાઇએ સં ૧૯૩૮ ની સાલથી વ્હેચેલુ છે માટે મ્હારો એમની કોઈ પણ મીલકતમા કોઈ પ્રકારનો હક્ક નથી મરનારને દીકરાનુ ફરજદ હોય તો મીલકત દીકરો ખાય અને દીકરીઓના ફરજદ હોય તો મીલકત દીકરીઓ ખાય' તેમના ઉદારચિત સ્વભાવનુ આ જવલત દૃષ્ટાત ધડો લેવા યોગ્ય છે

તેઓશ્રીને 'ગીતારહસ્ય" અને "ભવિષ્યની પ્રજા" એ પુસ્તકો લખવાનો વિચાર હતો પરતુ પરમાત્માએ પોતાની પાસે બોલાવી લીધાથી બધ રહ્યુ છે

ઇ સ ૧૯૧૮ ની સાલમા તેમણે "યુવકમડળનુ કર્તવ્ય અને બાળલગ્નનો ઇતિહાસ" નામનુ લઘુ પુસ્તક બ્હાર પાડી તેની તેમના એકડામા લ્હાણી કરી હતી

તેઓ જ્ઞાતિહિત માટે હમેશા ચિત્વન કરતા તેઓ મીલનસાર સ્વભાવના, પ્રમાણિક, ઉદાર, ધીરજવાન અને પરગજુ હતા તેમના અવસાને નથી મહેમદાવાદને જ ખોટ નહી બલ્કે તેમના એકડાને અને તેમના દેવકી વણસોલા ગામને ભારે ખોટ પડી છે તેઓશ્રી ૧૪ દિવસ માદગી ભોગવી આખરે આ સ્વપ્નવત્ સસારનો ત્યાગ કરી સ ૧૯૭૯ ના ચૈત્ર સુદ ૮ ના દિવસે ૬ વાગે પોતાના આગમ્યા દિવસે મુકરર કરેલા વખતે સ્વસ્થાને પધાર્યા છે પ્રભુ તેમના આત્માને શાતિ અર્પો

તેમના હળદરવાસના કુળવાન રગજીવાળા બ્હેચરદાસ પુરૂષોત્તમદાસના દીકરી નામે જેકોર બા સાથે લગ્ન થએલા તેમને ત્રણ દીકરા નામે છગનલાલ, ડાહ્યાલાલ અને મોતીલાલ છે એ ત્રણે દીકરાઓને ત્યા સારો વસ્તાર છે સ્વ વિઠ્ઠલદાસ આપણી જ્ઞાતિની દરેક સસ્થામા સભ્ય હતા અને ખડાયતા કેળવણી મડળ, ખડાયતા બોર્ડિગ, ખડાયતા પરિષદ સ્થાયી સમિતિ તથા ખડાયતામિત્ર, એ દરેક સસ્થાને ઉદાર દિલની સારી સખાવતોથી સતોષી હતી અને પ્રેમથી પોષી હતી તેમના અન્તરમા ઉછરેલી જ્ઞાતિહિતની પ્રશસનીય ભાવના, તેઓના સદ્ધર્મશીલ સુપુત્રોને હાથે ફલિત થતી રહો એજ અતિમ ઇચ્છા

[ ખડાયતા મિત્ર જેઠ, બીજો, ૧૯૭૯ ]

---

# —શ્રાદ્ધાંજલિ—

ગઝલ —

તમે ગીતા તણું 'જ્ઞાન', બહુ વાચી વિચાર્યું છે,
ગીતાના વિશ્વરુપ યોગે, કરવું તમ શ્રાદ્ધ ધાર્યું છે

તમારા શ્રાદ્ધ તર્પણમાં ન જોઇએ પિંડ કે પાણી,
'વિ–જી" તમ 'શ્રાદ્ધ તર્પણમાં, વસે વેદાન્તની વાણી

તમારું શ્રાદ્ધ કરવાથી, વિરહ ભાવો ઉચરવાથી,
અમારો પ્રેમ ઉભરાયે તમારા ગુણ ગાવાથી

વિવિધ વેદાન્તની વાતો, અહરનિશ ચર્ચતા પોતે,
અમોને આપતા એથી, અનુભવ જ્ઞાનમી જ્યોતે

હવે એ લાભ કો દેશે, અમોને શાન્તિ કયમ રે'શે ?
'બધો સંસાર મિથ્યા છે' કહી શીખ સાચી કો દેશે ?

કહ્યું' તું 'શોક ના કરશો ન આત્મા જન્મતો–મરતો'
પરંતુ આપના સ્મરણો–સ્મરી પરવશ બની રડતો

દુ:ખીના દુ:ખ દૂર કરવા, પ્રતિષ્ઠા સત્યની કરવા,
જીવનભર આપના યત્નો હતા ગુણીં સંત સંઘરવા

કરીને શ્રાદ્ધ વીર તારું, ન રાખું ફળતણી યુક્તિ,
છતાં પણ ઇશને યાચું તમોને દે પરમ મુક્તિ

# વિઠ્ઠલ વીર! તું ક્યાં વસે ?

સોરઠો —

---

ક્યાં તમને હું તાર કે કાગળ ક્યાં હું લખું ?
દહાડા તમ દાગ, આવું મળવા દોડતો !

અગમ્ય આપ નિવાસ, સ્થૂળ દ્રષ્ટિ છે અમતણી,
એક વિનતિ ખાસ દર્શન અમને આપજો !

અમે અહરનિશ યાદ કરીએ મન વાણી વડે,
છતાં સાંભળી સાદ, કેમ ના'વો અમ સદનમાં ?

જતા કદીક પ્રવાસ કુશળ વાતના કાવતા,
થયા ગયે બહુ માસ હજુય સંદેશો નહિ !

ગોખ્યો શું કો સંત ? કે એકાન્ત ગમ્યું બહુ ?
અમ જોવાનો પંથ, તમે તદન તોડી દીધા !

શીતળ સ્વરૂપે આપ શું સતાયા નહિ વિપ,
જ્યાં પ્રસરે તમ પાદ, ધન્ય હજો એ ધામને

નાત જાતની તુચ્છ મુશ્કલી નદાન્તની,
બુદ્ધિ બળથી તુચ્છ, સતાવતા સહુ વ્હાલથી

અનન્ત એ ઉપકાર, ભૂલાય ના આ ભવ વિષે,
પળ પળ હજુ ભણકાર, વિઠ્ઠલકેરા થાય છે

---

૯

# શું કરવા વિઠ્ઠલ ગયો ?

**શાર્દૂલ વિક્રીડિત —**

વૈકુંઠે વસવું વીરા ! ક્યમ તને, વ્હાલું જ લાગ્યું બહુ ?
શું રૂડાં ઘરબાર પુત્ર સુખને, જાણ્યાં વિનાશી સહુ ?
સેવા ચાકરી આપની અમથકી, શું કાંઈ ઓછી થઈ ?
શાથી વિઠ્ઠલ સાથને તજી દઈ બેઠા રીસાઈ જઈ ?

આપે વાણીવડે કદી અવરને, ના દુઃખ દીધું જરી,
મીઠાં ને હિતકાર સાચ વચને, પ્રીતિ હતી આપની,
રેણી કેણી હતી સમાન તુજમાં, આસ્થા અતિશે હતી
એવા વિઠ્ઠલવીરને ફરી હવે દેખું નહિ શું કદી ?

શ્રીમંતાઈ તણા મદે ચઢી જઈ ના ગૉખ વ્હાલો કર્યો,
બીજાનું ધનધામ લૈ વર બનું ' સંકલ્પ એ ના કર્યો
રાખી ન્યાય નીતિ સદા દિલવિષે, દેખી દુઃખો ના ડર્યો,
એવા વિઠ્ઠલવીરને વિભુ ! તમે ત્રાતા છતાયે હર્યો !

સેવા જ્ઞાતિ તણી કરી પણ તમે, ના વ્યગ્ર કોદિ થયા,
મુશ્કેલી બહુ મોટી વેઠી મનથી, ના ઉગ્ર કોદિ થયા,
પોતાનું ઘર સાચવી પરતણું ટેકી થઈ સાચવ્યું,
એવા વિઠ્ઠલવીરને નવ હરો, કેનાર કો ના મળ્યું !

દુખીને દુઃખ દિન હીન જનના પેસો પૂરા ત્રાપયો
દુષ્ટોની શઠતાઈ દૂર કરવા, ના દંડ દેતા ડર્યો,
ક્રોધી ફક્ક સખાવતો મનુષ્યમાં, ફેલાવવા જ્ઞાનને,
નિયોગી કરનાર વિઠ્ઠલતણો શું પામશે માનને ?

# વિઠ્ઠલ કીર્તિ

મનહર —

## જન્માવસ્થા

મહેમદાવાદતણા, નિવાસી વિઠ્ઠલદાસ,
ઉજ્જવલ કીર્તિ તમારી, જાણુ થોડી તે કહુ—
૫ ૧ ૯ ૧
શર, ભૂમિ સર્પ શશી, એ સવતે જન્મ ધરી,
ખડાયતા વૈશ્યતણુ કુળ તે દીપાવિયુ,
પિતાતણા કુટુંબની, સ્થિતિ સાધારણ હતી,
ગુજરાતી ભાષા વિષે, ખપ જોગ જાણીયુ,
ગામડામા ફરી ફરી નવી ઓળખાણો કરી,
થોડુ થોડુ ધન રળી કુટુબ નિભાવીયુ

## કિશોરાવસ્થા

જો ને કપટ કરી, રળવા તે ધાર્યું હોત,
તો તો થોડા વખતમા, લખપતિ થાત તુ
ખુશામત કરી હોત, રાજા રજવાડાઓની,
તો તો હોત દિવાન કે રાવસાબ થાત તુ,
નોકર ચાકર તોય, સ્વાશ્રયી તુ હતો પુરો,
મુગા પ્રાણીઓની સેવા, કરી પશુપાલ તુ
શાહુકારતણી પોલ પોલ પખ્યા પછી
ફર કેમ કરવી તે હતો જાણકાર તુ

## યુવાવસ્થા

જન્મભૂમિ વણુસાલ, તેને ધન્ય હજો બહુ,
તુજસમા રત્ન જેણે પોખ્યા નિજ ધાનથી,

વણસોલ તજી પછી, મહેમદાવાદે રહી,
બીડી તણા વેપારમાં જામ્યો તું દુકાનથી,
શુદ્ધ ગાડવાનું બીડી, પરી ચમચેથી ભેદ,
રિવાજ એ નવો પાડયો, તમે હામ દામથી,
પ્રતિસ્પર્ધી તારા બહુ, ધન ધામથી ભરેલા,
વશ કર્યા તમે તેને, સચાઇ ને માનથી
"વીરજી" નો વિજય ડંકો, વાગ્યો વડોદરે પછી
ચાખવાનું બીડ લેવા પડાપડી થાય છે,
ગુજરાત તેમ અન્ય દેશના વેપારીતણી
દુકાનમાં ગાડવાનું વીરજીનું જાય છે,
ગામડામાં ઘેરઘેર સાચા વેપારી તરીકે
આજકાલ વીરજી તણું, નામ સંભળાય છે,
માલ અને ભાવ વિષે તફાવત હોય નહિ,
બોલ તોલ સાચો એ તો, વીરજી નો કેવાય છે

## [illegible]

એ રીતે સંસાર વિષે પૈસે ટકે સુખી થઇ
નજર દોડાવી પછી જ્ઞાતિતણા હિતમાં,
બાળલગ્ન બંધ કર્યા, વૃદ્ધ લગ્ન થાય નહિ
એવી ગોઠવાઇ કરી કન્યાતણી રીતમાં,
વૃદ્ધોની આશિષ લઇ, ગોઠીઆથી સ્પર્ધા કરી,
પ્રેત અન્ન તજાવિયા, લીધો યશ જીતમાં,
યુવકમંડળો સ્થાપી, કેળવણી વધારીને
યુવકોને અપનાવ્યા ઉમંગ ને પ્રીતમાં
એકડાના ગામેગામ ફરી ફરી સમજાવ્યું,
કુધારાને કાઢી, થાય સુધારાથી લાભ જે,
પરણવું કોણે? ક્યારે? પરણવું કોની સાથે?
તેની ચરચાઓ ખૂબ કરી ભીડી બાથને

પોતાના ચારિત્ર થકી સહવાસીને બતાવ્યું
બ્રહ્મચર્ય પાળે મળે, મોટા મોટા લાભ તે,
એવા એવા જ્ઞાતિ તણા, હિતવાળા કામ કરે
જ્ઞાતિજનો કહે ધન્ય તારા માત તાતને,

## वृद्धावस्था

જ્ઞાનતણો તરસ્યો તું, નાનપણથીજ હતો,
સમયને શોધી સાધી, જ્ઞાનમજા માણતો,
આતુર રહેતો ઘણો સજ્જનોને શોધવામાં,
યોગ્ય સાધુ પુરુષને, યોગ્ય માન આપતો,
વેદાન્તનો વિષયજ, વિશેષ વહાલો હતો
વિદેહી થવાય કેમ ? એજ તું વિચારતો,
નિત્યાનંદ, જ્ઞાનાનંદ, જાનકીદાસજી તણો,
ફરી ફરી લાભ લેઇ, મુક્ત થવા ધારતો

## मर्णावस्था

મરવાનું વોરા તને, યોગબળે સુઝયું હતું
ઘડી પળ કહી હતી જવા પ્રભુ ધામમાં,
એ દિવસ આવ્યો ત્યારે, સ્નેહીઓને બોલાવીને,
કહ્યું રજા આપો હવે, જવા પ્રભુ ધામમાં
શોક કોઇ કરો નહિ **न त्वे वाहं जातु नासं**
જન્મ ને મરણ એ છે, મિથ્યા આ સંસારમાં,
એવું કહી છેવટના પ્રણામ બધાને કરી,
**सांख्य योग** કે'તા કે'તા નમી ગયો ધામમાં

———




। अर्जुन उवाच ।

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥१॥
भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥
एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥
मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

। श्री भगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥
पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥
इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥
न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥




## —ગઝલની ઢબ—

**અર્જુન —**

કૃપા મારા ઉપર કરવા કૃપા અધ્યાત્મ સંજ્ઞક જે
તમે વચનો કહ્યાં તેણે, મટાડયો મોહ આ મારો ૧

ભૂતોના જન્મ ને મૃત્યુ સૂણ્યાં મેં બહુજ વિસ્તારે
વળી હે પદ્મપત્રાક્ષ! મહિમા આપનો અવ્યય ૨

પ્રભુ! આપે કર્યું વર્ણન તમારા રૂપનું જેવું,
પરં ઐશ્વર્ય રૂપ ઉત્તમ નિરખવા એ ચહુ નટવર! ૩

નિહાળી હું શકીશ એવું પ્રભુ! જો આપને લાગે
ચહુ જોવા તમારું તો સ્વરૂપ અવિનાશી યોગેશ્વર! ૪

**શ્રી કૃષ્ણ —**

પૃથાસુત! જોઈ લે મારાં અલૌકિક વર્ણ આકૃતિનાં
સ્વરૂપો જુજવી જાતે હજારો સંકડો જે છે ૫

વસુઓ સૂર્ય ને રુદ્રો પવન ને અશ્વિની સુત જો
પહેલાં ના નિહાળેલાં અતિ આશ્ચર્ય જો ભારત! ૬

ચરાચર સર્વ સૃષ્ટિ ને, બીજું જે ઇચ્છું તું જોવા,
બધું એ એકઠું આજે ભળેલું મુજ દેહે જો ૭

નહિ દેખી શકે મુજને, તમારાં ચર્મ ચક્ષુ આ,
અલૌકિક ચક્ષુ હું આપું, તું જો મુજ યોગ ઐશ્વર્ય ૮

॥ संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥ ९ ॥

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥१०॥

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥११॥

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

॥ अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥

अनेकबाहूदरवक्त्रनेत्रं पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।
नांतं न मध्यं न पुनस्तवादिं पश्यामि विश्वेश्वर
विश्वरूपम् ॥ १६

**સંજય —**

કહી એવું પછી રાજન્! મહા યોગેન્દ્ર શ્રી કૃષ્ણે,
કરાવ્યું પાર્થને દર્શન, પરમ એ વિશ્વરૂપકેરૂં ૯

ઘણાં મુખ બહુ નયનવાળું, અતિ અદ્‌ભુત એ દૃશ્ય,
ધર્યાં સજ્જિત દિવ્યાસ્ત્રો ઘરેણાં દિવ્ય પ્હેરેલું ૧૦

વસન ને માળ પ્હેરેલું, ચર્ચેલું દિવ્ય સુવાસે,
અનન્ત આશ્ચર્યમય દેવ તણું એ વિશ્વરૂપ મુખ ૧૧

ઉગે એકી વખત આભે, હજારો સૂર્ય તેજોજ્જ્વલ,
દીસે તે તેજ પણ ભાગ્યે, મહાત્માની પ્રભા જેવું, ૧૨
વિવિધ વિભાગવાળું ને સમગ્ર વિશ્વ એકસ્થ,
મળેલું પાણ્ડવે જોયું તદા દેવેશના દેહે ૧૩

પછી વિસ્મય થયેલા ને પ્રફુલ્લિત રોમવાળો એ
ધનંજય દેવને નમીને કહે છે હાથ જોડીને ૧૪

( હરિગીતના ઢબ )

**અર્જુન —**

હે દેવ! સર્વ દેવને ભાળું તમારા દેહમાં,
જુદા જુદા સૌ પ્રાણીના ટોળાં વસ્યાં એ જોઉં છું
ઈશ બ્રહ્માજી વસ્યા છે કમલનું આસન કરી
ઋષિઓ સકળ ને દિવ્ય સર્પો એ બધાને જોઉં છું ૧૫

બહુ બાહુ ઉદર ને અતિશય નેત્ર તેમજ મુખ છે
અનન્ત મૂર્તિ સૌ દિશામાં આપની હું પેખતો,
ના દેખું આદિ મધ્ય કે એ અંત એ મૂર્તિ તણો
હે વિશ્વના સ્વામી! અને હે વિશ્વરૂપ! પ્રભુ! આપનો ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥

त्वमक्षरं परमं वेदितव्यं त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ॥१९॥

द्यावापृथिव्योरिदमंतरं हि व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

अमी हि त्वां सुरसंघा विशंति केचिद्भीताः प्रांजलयो गृणंति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः स्तुवंति त्वां स्तुतिभिः
पुष्कलाभिः ॥२१॥

रुद्रादित्या वसवो ये च साध्या विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गंधर्वयक्षासुरसिद्धसंघा वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२॥

रूपं महत्ते बहुवक्त्रनेत्रं महाबाहो बहुबाहूरुपादम् ।
बहूदरं बहुदंष्ट्राकरालं दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥२३॥

મુકુટધારી ને સુદર્શન ચક્ર ને શોભે ગદા,
બહુ તેજના ભંડાર છો વળી દીપતા સર્વે સ્થળે
અતિ તેજથી દેખાવ નહિ પ્રભુ ! તોય દેખું આપની,
પ્રજ્વલિત અગ્નિ સૂર્ય જેવી કાન્તિ અપરંપાર જે ૧૭

છો આપ અક્ષર ને પરમ જે જાણવાને યોગ્ય તે,
છેવટ તણું આ વિશ્વનું રહેઠાણ સુંદર આપ છો
અવ્યય તમે શાશ્વત તમે છો ધર્મના પાળક તમે,
પુરાણ પુરુષ છો તમે હું એજ નિશ્ચય માનતો ૧૮

આદિ નહિ, નહિ અંત તમને પારવિણ બળવાન્ છો,
કર છે હજારો આપને શશિ સૂર્ય નેત્રો આપના,
સળગતા અગ્નિ સમુ મુખ આપનું હું દેખતો,
આ વિશ્વને તપવી રહ્યા નિજ તેજ કેરા તાપથી ૧૯

આકાશ ને આ પૃથ્વિનું પોલાણું ને ચાર દિશા
કેવળ પ્રભુ ! તુજ એકથી વ્યાપી રહ્યું છે એ બધું,
ઉગ્ર ને આશ્ચર્યકારક રૂપ એવું જોઇને,
ત્રિભુવન તણા લોકો મહાત્મન્ ! પામતા અતિશય વ્યથા ૨૦

આ દેવતાના સંઘ સર્વે આપ વિષે પસતા
કંઈ બીક પામેલા બહુ વિનતિ કરે કરજોડીને
'કલ્યાણ' એવું બોલીને સહુ સિદ્ધદેવ મહર્ષિઓ
બહુ સ્તોત્રથી કરતા સ્તુતિ એ સહુ પ્રભુજી ! આપની ૨૧

આદિત્ય તેમજ રૂદ્ર ને વસુઓ સકળ ને સાધ્ય ગણુ,
અશ્વિની સુત ને વિશ્વદેવો પવન ને વળી પિતૃઓ
ગંધર્વ યક્ષો ને અસુરો સિદ્ધના ટોળા સમી,
આશ્ચર્ય પામી આપને સહુ એક નજરે દેખતા ૨૨

બહુ મુખવાળું નેત્રવાળું હાથ ને પગવાળું એ,
સાથળ અતિશય પેટવાળું ઘોર દાઢ ભર્યું જ એ,
વિશાળ વિશ્વ સ્વરુપ એવું આપનું દેખ્યા પછી,
સહુ બીક હું પામ્યો અને લોકો વ્યથા પામ્યા બહુ ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णं व्यात्तान दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्माधृतिं न विंदामि शमं च
विष्णो ॥२४॥

दंष्ट्राकरालानि च ते मुखानि दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म प्रसीद देवेश जगन्निवास ॥२५॥

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥

वक्त्राणि ते त्वरमाणा विशन्ति दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥२७॥

यथा नदीनां बहवोऽम्बुवेगाः समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा विशंति वक्त्राण्यभिविज्वलंति ॥२८॥

यथा प्रदीप्तं ज्वलनं पतंगा विशंति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥२९॥

लेलिह्यसे ग्रसमानः समन्ताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥३०॥

આભ સ્પર્શતા ને પ્રકાશીત વર્ણ છે જેના અતિ
તેજસ્વી મોટા નેત્રવાળી ને ઉઘાડા મુખની
તુજ આકૃતિ એવી નિહાળી અંતરાત્મા છે દુખી
રે'તી નથી મારી ધીરજ ને શાન્તિ પણ રે'તી નથી ૨૪

વિકરાળ દાઢ વડે બહુ વિકાળ દેખાતા અને
પ્રલયાગ્નિના અગ્નિ સમા બહુ મુખ દેખી એ તણા
હું ભાન દિશાનુ ભૂલ્યો ને સુખ પણ મારુ ગયુ,
વિશ્વેશ ! હે દેવેશ ! પાલક વિશ્વના ! થાઓ પ્રસન્ન ૨૫

વળી પુત્ર આ ધૃતરાષ્ટ્રના સહુ ભૂપના ટોળા અને,
બળવાન્ દાદા ભીષ્મ દ્રોણાચાર્યની સાથે વળી
કહેવાય છે જે પુત્ર સતનો તે પ્રતાપી કર્ણને,
આપણા પક્ષ બળેના મુખ્ય યોદ્ધાએ સધા ૨

વિકરાળ દાઢ થકી ભયંકર ભાસતા તુજ મુખ વિષે
સૌ દોટ મૂકી પેસતા થાતા અતિ ઉતાવળા
કંઈક તો ચોંટી ગયા છે દાતની વચ્ચે અને
ઉત્તમ શરીરો તેમના ચૂર્ણ થાતા જોઉ છુ ૨૭

જેમ સરિતા જળ તણો જથ્થો અહોનિશ વેગથી,
દ્રવતો રહે અભિમુખ થઈને ઉછળતા સાગર ભણી
નરલોકના આ શરીરો તેવીજ રીતે આપના,
ચોદિશથી પ્રજ્વલિત મુખમા આવીને એ પેસતા ૨૮

પતંગીઆ પૂર વેગથી કેવળ મરણને પામવા,
આવી પડે છે જે રીતે ભડભડ સળગતા અગ્નિમા,
તેવીજ રીતે મરણને શરણે થવા આ લોક પણ,
આવી પડે બહુ વેગથી પ્રભુ ! આપના મુખડા વિષે ૨૯

ચારે દિશાએથી પ્રકાશીત મુખ વડે સૌ લોકને
સ્વાહા કરી જઈ ચાટતા પછી જીભ વડે એ મુખને
આપની અતિ ઉગ્ર કાન્તિના પ્રકાશીત તેજથી,
વ્યાપી રહીને વિશ્વમા તપવી ગયા તેને પ્રભુ ! ૩૦

आख्याहि मे को भवानुग्ररूपो नमोस्तुते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं नहि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

॥ श्री भगवान् उवाच ॥
कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥३२॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वाशत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव निमित्तमात्रं भव सव्यसाचिन् ॥३३॥

द्रोणं च भीष्मं च जयद्रथं च कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा युद्ध्यस्व जेताऽसि रणे सपत्नान् ॥३४॥

॥ संजय उवाच ॥
एतद् श्रुत्वा वचनं केशवस्य कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं सगद्गदं भीतभीतः प्रणम्य ॥३५॥

। अर्जुन उवाच ।
स्थाने हृषिकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्य नुरज्यते च ।
रक्षांसि भीतानि दिशोद्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

આ ઉગ્રરૂપ ધરનાર આપ મને કહો કે કોણ છો?
હે દેવવર! થાઓ ખુશી વંદન અમારાં હો તને,
આપ આદિ પુરુષને હું જાણવાને ઇચ્છતો
આ આપની પ્રવૃત્તિને હું જાણતો રજ પણ નથી ૩૧

**શ્રી કૃષ્ણ —**

હું કાલ છું જન નાશકારક પામીયો વૃદ્ધિ બહુ
સંહારવા આ લોકને અહિંયા થયો પ્રવૃત્ત હું
તારા વિના પણ ભવિષ્યમાં આ કોઈ રેવાના નહિ
જે જે ઉભા છે નરવીરો આ સૈન્યમાં તેઓ બધા ૩૨

માટે હવે તૈયાર થા તું લાભ લે પ્રીતિ તણો,
ને શત્રુઓ સંહારી ભોગવ રાજ્યની સંપત્ત બધી
આ બધાને પ્રથમથી સંહારી મૂક્યા છેજ મેં,
હે સવ્યસાચી! ફક્ત તારે નિમિત્ત માત્ર થવાનું છે ૩૩

આ પિતામહ ભીષ્મ ને ગુરુ દ્રોણ ને જયદ્રથ વળી,
આ કર્ણ તેમ જ અન્ય પણ શૂરવીર યોદ્ધા જે અહિં
એ બધાને મેં હણ્યા છે માર તેઓને હવે,
રણમાં જીતીશ તું શત્રુને કર યુદ્ધ ના ખેદિત થા ૩૪

**સંજય —**

કેશવ તણાં ઉત્સાહવર્ધક વચન એવાં સાંભળી
એ હાથ જોડી નમે થરથર ધ્રુજે કિરીટી તહીં,
બહુ બીક પામેલો અને રુંધાઇ જાતા સ્વર થકી,
અતિ પ્રેમથી વંદન કરી કહે છે ફરી થી કૃષ્ણને ૩૫

**અર્જુન —**

હે ઇન્દ્રિયોના ઇશ! તારી કીર્તિના કીર્તન વડે,
અનુરાગ પામે છે અને આનંદ પામે છે જગત્,
બહુ બીક પામી રાક્ષસો નાસી જતા ચોદિશમાં,
વંદન કરે મા સિદ્ધટોળા આપને એ યોગ્ય છે ૩૬

હે મહાત્મન્! કેમ વંદન આપને એ ના કરે,
બ્રહ્મા થકી પણ શ્રેષ્ઠ છો વળી આદિ કારણ છો તમે,
સત્ ને અસતથી શ્રેષ્ઠ જે છે એજ અક્ષર આપ છો
અનન્ત! હે દેવેશ! જય જય જગતના નિવાસ જય! ૩૭

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्ताऽसि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरूप ॥३८॥

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्व पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥३९॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥४०॥

सखेति मत्वा प्रसभ यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥४१॥

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासन भोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥४२॥

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिक कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ ४३ ॥

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्यु प्रिय प्रियायार्हसि देव
सोढुम् ॥ ४४ ॥

આપ આદિ દેવ છો ને છો પુરાણ પુરુષ તું,
આપ આ સૌ વિશ્વના આધાર રૂપે વ્યાપ્ત છો,
આપ જ્ઞાતા છો અને વળી જ્ઞેયરૂપ પણ આપ છો,
પ્રભુ ! શ્રેષ્ઠ ધામ તમેજ છો આ વિશ્વ વ્યાપ્યુ આપથી ૩૮

છો આપ વાયુ ને વરૂણ યમ અગ્નિ ચંદ્ર તમેજ છો,
આપ સ્વામી છો પ્રજાના બાપના દાદા તમે,
હે નાથ ! તમને વંદનો મારા હજારોવાર હો,
ફરી ફરી એથી વધારે આપને વંદન હજો ૩૯

આપને આગળ અને પાછળ હજો વંદન વિભુ !
હે સર્વ મૂર્તિ ! સર્વ બાજુએ નમુ છુ આપને,
ભંડાર છો અતિ વીર્યના ને છો અમિત પરાક્રમી,
વ્યાપક બધામા છોજ તેથી નામ આપનુ સર્વ છે ૪૦

મિત્ર જાણીને અચાનક 'મિત્ર હે ! યાદવ અયે !
હે કૃષ્ણ !' એવા મુજ થકી જે જે વદાયા વેણુ તે,
મહિમા પ્રભુ ! આ આપનો તેને પૂરા જાણ્યા વિના,
મુજથી પ્રમાદ થયો હશે અથવા હશે સ્નેહે કર્યુ ૪૧

વિહારમા કે ભોજને શય્યાવિષે કે આસને,
અચ્યુત પ્રભુ ? એકાન્તમા અથવા બીજા જન સન્મુખે,
ઉપહાસમા અપમાન મુજથી આપનુ જે કઈ થયુ,
હે અમાપી નાથ ! કરજો માફ એ મારા ગુન્હા ૪૨

આ ચરાચર જગતના પાલક પિતાશ્રી આપ છો,
આપ છો અતિ પૂજ્ય ને ગુરુના ગુરુ પણ આપ છો
આપ અસીમ પ્રભાવી છો નથી આપ સમ ત્રિલોકમા,
તો આપથી અદકો મળે ક્યાથી કહો બ્રહ્માંડમા ? ૪૩

એટલા માટે પ્રભુજી ! આપ સ્તુત્ય સમર્થને,
સાષ્ટાંગથી વંદન કરૂં છુ આપને કરવા પ્રસન્ન;
પ્રિય જન પ્રિયાના, તાત સુતના, મિત્રજન-મિત્રો તણા,
અપરાધ સાંખે જે રીતે તે રીત હુ છુ આપને ૪૪

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं प्रसीद देवेश जगन्निवास ॥४५॥

किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन सहस्रबाहो भव विश्वमूर्ते ॥४६॥

श्री भगवान् उवाच ।
मया प्रसन्नेन तवार्जुनेदं रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं यन्मेत्वदन्येन दृष्टपूर्वम् ॥४७॥

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥४८॥

मा ते व्यथा मा च विमूढभावो दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं तदेव मे रूपमिदं प्रपश्य ॥४९॥

संजय उवाच ।
इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनं भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

કદિ નહિ દીઠેલુ રુપ એવુ દેખતા હુ ખુશી થયો
કિન્તુ થતુ વ્યાકુળ વિશેષે મારુ મન તુજ ભય વડે,
દેખાડજો મુજને હવે પ્રભુ ! આપના તે રુપને,
દેવેશ ! જગન્નિવાસ ! થા,—વો પ્રસન્ન મુજ પર હવે ૪૫

મુકુટવાળા ચક્રવાળા ને ગદા છે હાથમા,
એવા સ્વરુપવાળાજ તમને હુ નિરખવા ઇચ્છતો,
એટલા માટે ચતુર્ભુજ રૂપ થાવો આપનુ,
હે હજારો હાથવાળા ! વિશ્વ મૂર્તિ ! હે વિભુ ! ૪૬

શ્રી કૃષ્ણ —

આ શ્રેષ્ટ વિશ્વ સ્વરુપ અર્જુન ! મે પ્રસન્ન થઇને તને,
મુજ આત્મ યોગવડે બતાવ્યુ તેજવાળુ અનન્ત તે,
આદિ કારણ એજ છે એ રુપને હજુ કોઈએ
તારા વિના પહેલા કદિ દર્શન નથી તેના કર્યા ૪૭

નહિ વેદની વાણી વડે કે યજ્ઞના અધ્યન વડે,
નહિ દાનથી કે કો ક્રિયાથી ઉગ્ર તપથી પણ નહિ
મુજ વિશ્વરુપ અવલોકવુ એ શકય ના નર લોકમા
તારા વિના કુરુ શ્રેષ્ઠ અર્જુન ! અન્યને દુર્લભ અતિ ૪૮

આવા અતિશય ઘોર મારા સ્વરુપને દેખ્યા પછી,
ના વ્યથા પામીશ અર્જુન ! મોહ પણ પામીશ ના,
ભય સકળ ત્યાગી દઇને પ્રીતિવાળા મન વડે,
એજ મારા સ્વરુપને અવલોક જે હજુ એ ફરી ૪૯

સંજય —

વાસુદેવે એ રીતે અર્જુનને કહીને પછી
ફરીથી બતાવ્યુ પૂર્વનું જે રુપ પોતાનુ હતુ,
શાન્ત રુપ લીધા પછીથી એ મહાત્માએ ફરી,
શાન્ત અર્જુનને કર્યો જે બીક પામેલો હતો ૫૦



अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

श्री भगवान् उवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥५३॥

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४॥

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥५५॥



